સ્વર્ગસ્થ પૂજ્યપાદ શ્રી કર્મસિંહજી સ્વામી સ્મારક
ગ્રંથમાળા—મણકો ૩ જો.

# જૈન સમાચાર-ગધાવલિ

## ખંડ ૭ તથા ૮.

લખી પ્રસિદ્ધ કર્ત્તા,


**વાડીલાલ મોતીલાલ શાહ.**
અમદાવાદ



ઇ૦ સ૦ ૧૯૧૩.

પ્રથમાવૃત્તિ—પ્રત ૧૨૦૦

શ્રી સત્યપ્રકાશ પ્રિન્ટિંગ પ્રેસમાં શાહ પ્રેમચંદ ન્હાલચંદ તથા
ડાહ્યાભાઇ શકરાભાઇ ગાંધીએ છાપી.
ઠે૦ ખાડીયા—અમદાવાદ.

મૂલ્ય ૦-૮-૦.

# અંક ૭-૮ ની અનુક્રમણિકા.

[ પૃષ્ટ ૧ થી ૫૬૬ સુધીના લેખો ખડ ૧-૨ ૩-૪ તથા ૫-૬ મા જોવા ]


જૈન દૃષ્ટિની વિશાળતા ... ... ... ... ૫૬૭

આધ્યાત્મિક કીમીઓ .. ... ... .. ૫૮૩

શહેરમા વધતો જતો મોજશોખ જ્ઞાતિઓનુ કર્તવ્ય શુ ? ૫૯૧

માદાની માવજત ... .. ... ... ... ૫૯૬

કચ્છમાં જોઇતી સાર્વીશાળા ... .. ... ... ૬૦૧

ઉગ્ર ક્રિયાઓ તે વખાણવા લાયક ક્યહારે ? ... ... ૬૦૫

જૂના અને નવાં બધારણો અથવા પ્રાચીન કાળથી ચાલતી આવતી અને નવી સ્થપાયલી સંસ્થાઓ શું એ સર્વ આજે જરૂરની ચીજો છે ? એમને જીવતી રાખવામાં કલ્યાણ છે કે મરવા દેવામાં કે મારી નાંખવામા ? 'સુધારક' તેમજ 'હઠીલા' બન્નેને ચેતવણી ... ... ... ... ૬૧૩

જૈન પત્રકારો, લેખકો તથા વિચારકોની કૉન્ફરન્સ ... ૬૨૭

આ શુ ચોથો આરો કરી તો નથી બેસતો ? .. ... ૬૩૯

જૈનોમા વિદ્યા પ્રચાર કરવાના પ્રયત્ન ( જૈન વિદ્યોત્તેજક ફંડ સ્થાપવા અને તે સ્થપાયા પછી ત્હેને મદદ કરવા માટે લખાયલા જૂદી જૂદી તારીખના લેખો )...... ... ...૬૫૧-૭૪૦


આ પુસ્તકમાં કુલ પૃષ્ટ સખ્યા ૧૭૪. ]

કચ્છ-પ્રદેશમાં જ્ઞાન પ્રચારાર્થે
સંસ્કૃત પાઠશાળા, પુસ્તકાલય અને સાધુપરિષદ્
જેવી ઉત્તમોત્તમ સંસ્થાઓને
જન્મ આપવામાં સહાયક
સ્વર્ગસ્થ

# પૂજ્યપાદ આચાર્ય શ્રી કર્મસિંહજી સ્વામીને

ભક્તિપૂર્વક સમર્પિત.

કચ્છ-લુણી નિવાસી

**શ્રીયુત શાહ વીરજીભાઇ ગોસર તરફથી**

જ્ઞાનપ્રચાર માટે સાદર ભેટ !

'જૈન સમાચાર ગદ્યાવલિ'ના

## પેહેલેથી ૧૦ અંક ભેગા

સુંદર મજબૂત પાકા પુંઠાવાળા પુસ્તક રૂપે
તૈયાર છે !

મૂલ્ય રૂ. ૩-૦-૦ (થોડીક પ્રતો શીલીક છે.)

# સ્વર્ગસ્થ પૂજ્યપાદ આચાર્યશ્રી કર્મસિંહજી સ્વામીનું સંક્ષિપ્ત જીવનચરિત્ર

કચ્છ પ્રાંતમાં શ્વેતામ્બર સાધુમાર્ગી (સ્થાનકવાશી) જૈન ધર્મમાં આઠ કોટી મોટી પક્ષ, નાની પક્ષ અને છ કોટી એમ ત્રણ પેટાવર્ગ છે, જેમાંના પહેલા વર્ગમાં માનનીય પૂજ્યપદ ધરાવતા આચાર્ય શ્રી કર્મસિંહજીનો જન્મ સંવત્ ૧૮૮૯ ના ચૈત્ર શુદી ૫ ગુરૂવારે કચ્છ-મુદ્રા તાબાના વાંકી ગામમાં ઓશવાલ જ્ઞાતીય કાશ્યપ ગોત્રીય છેડા અવટંકીય શાહ હેનરાજ અને ભાણબાઇના પુત્ર તરીકે થયો હતો. ઉગતી જુવાનીમાં શ્રીમદ્ પાનાચંદજી સ્વામીના સત્સમાગમથી આત્મહિતાર્થે અને પરોપકાર માટે દીક્ષા લેવાની ઇચ્છા જાગી પિતા તરફના અનેક ઉપસર્ગો સહી, અનેક કસોટીઓમાંથી પસાર થઈ ઉક્ત સદ્ગુરૂ પાસે 'શ્રમણોપાસક' વ્રત લેઈ અંતે જ્ઞાનગર્ભિત વૈરાગ્યયુક્ત દીક્ષા અંગીકાર કરી (સિદ્ધપુર, સંવત ૧૯૦૪) દીક્ષાબાદ અનેક સત્પુરૂષોના સમાગમથી, શાસ્ત્રોના વાચનથી, અને લેખન પરિચયથી તેમનો અનુભવ વિશાળ થતો ગયો તેમ તેમ ઉપદેશ વડે તેઓએ શતાવધિ સ્ત્રીપુરૂષોને ધર્મપરાયણ બનાવ્યા. વય, સર્વસંગપરિત્યાગ વૃત્તિ, શાસ્ત્રાદિનું જ્ઞાન વગેરેથી પ્રસન્ન થયેલા માંડવીના સંઘે ૧૯૫૯ માં તેમને આચાર્ય પદથી વિભૂષિત કર્યા, કે જે પદને દીપાવવા તેમણે અનેકધા શાસનની ઉન્નતિ કરવાના ઈરાદાથી સંસ્કૃત પાઠશાળા, અને પુસ્તક ભંડારો ખોલાવવામાં તેમજ 'સાધુ પરિષદ્' ભરાવવામાં પ્રેરક અને ઉત્તેજક તરીકે રહી ઘણા ઉપકાર કર્યા હતા. આ અખંડ વિહારી અને તપોમય જીવન ગાળનાર તત્વચિંતક મહાત્મા, વૃદ્ધાવસ્થા અને કર્તવ્યાનુષ્ઠાનથી વસાઈ વિહારાદિ માટે અશક્ત થતા ૧૯૬૯ ના ફાલ્ગુન માસમાં મુદ્રાસંઘ અને શિષ્યવર્ગના અતિ આગ્રહને લીધે મુદ્રામાં સ્થીરવાસ રહ્યા. જ્યાં પૂર્ણ નિવૃત્તિ અને એકાન્ત ધ્યાન પરાયણતા સેવતા મહાત્મા ગુરદાના વ્યાધિથી તેજ વર્ષના દ્વિતીય અષાડ વદી ૫ શનિવારે સ્વર્ગસ્થ થયા એ ચીરસ્મરણીય પવિત્રાત્માને અખંડ શાન્તિ હો !

# જૈન દૃષ્ટિની વિશાલતા.



લખનાર:-અવધાની મુનિરત્ન શ્રી રત્નચંદ્રજી.



## 'धम्मो मंगल मुक्किट्ठं'

શ્રીદશવૈકાલિકના ઉપલા પવિત્ર વાક્યમાં શ્રેયસ્કર ધર્મની જે ઉત્કર્ષતા બતાવી છે, તે બીજાઓ ત્યારે જ કબુલ કરે, કે જો ધર્મ-ની અથવા ધર્મશાસ્ત્રની વિશાલ દૃષ્ટિ સિદ્ધ થાય. વિશાલતા અને ઉત્કર્ષતા એ બેનો પરસ્પર વ્યાપ્ય વ્યાપક ભાવ સબધ છે, તે આ નીચેના દૃષ્ટાન્તથી સમજાશે. દૂરદર્શક યંત્ર (દૂરબીન) અથવા સૂક્ષ્મ-દર્શક યંત્રની અંદર રહેલો કાચ, જેમ જેમ વધારે દૂર અથવા વધારે સૂક્ષ્મ વસ્તુનો અનુભવ કરાવે, તેમ તેમ તેની કીમત અધિક અંકાય છે અને શોધમાં વધારો થાય છે. તેમજ કર્મના ક્ષયોપશમથી, સત્ત્વ ગુણનો પ્રકર્ષ થતાં, જે જે અંતઃકરણો જ્ઞાનની હદને વિ-સ્તારે છે, અતીતકાલ અને દૂરવર્તિ વસ્તુનો અનુભવ કરાવે છે, તે અંતઃકરણને લઇને પુરૂષની ઉચ્ચ સ્થિતિ ( ઉત્કર્ષતા ) લોકમાં મ-નાય છે; ઉપલા દૃષ્ટાન્તાનુસારે, ધર્મની ઉત્કૃષ્ટતા સાધવામાં પણ, ધર્મની વિશાલતા યા દૂરદર્શિતા સિદ્ધ કરવી જોઇએ. વિશાલતા એટલે વિસ્તાર અને દૂરદર્શિતા એટલે લાંબી દૃષ્ટિથી જોવું. તે ધર્મ યા ધર્મશાસ્ત્રમાં કેવી રીતે સંભવી શકે ! એમ કદાચ પૂછો, તો મારે જણાવવું જોઇએ કે, જેથી તમામ લોકોમાં સ્વાસ્થ્ય પ્રસરે

તેની મૈત્રી આદિ ભાવના, સમસ્ત પ્રજાકીય વ્યવહારને ઉન્નત સ્થિતિમા લાવનાર શુદ્ધ નીતિ, નિષ્પક્ષપાત દષ્ટિ, આત્મ ભાવના, અબાધિત નિર્દોષ સિદ્ધાન્ત નિરૂપણ, શારીરિક માનસિક અને આત્મિક શુદ્ધિ, ઉપર કહેલ ઉંચા પ્રકારની ભાવના દૃષ્ટિ અને કર્ત્તવ્ય, તેજ ધર્મની વિશાલતા યા દૂરદર્શિતા છે. ઐહિક અને પરમાર્થિક બંને પ્રકારના અભ્યુદય જેથી થઇ શકે, તેની વિશાલ ભાવના વિશાલ દૃષ્ટિ અને વિશાલ કર્ત્તવ્ય જે ધર્મમાં હોય, તે ધર્મ વિશાલ કહી શકાય. તેવો પ્રધાન કોઇ પણ ધર્મ હોય તો તે જૈન ધર્મ જ છે.

## મૈત્રી આદિ ભાવના.

જૈન ધર્મમાં મૈત્રી આદિ ભાવનાની ભૂમિ કેવી રમણીય છે ! ચાલો આપણે બારીક દૃષ્ટિથી કંઇક તેનુ નિરીક્ષણ કરીએ.

" પભૂદોસે નિરાકિચ્ચા નવિરૂઝેઝ કેણઇ

" મણુસા વયસા ચેવ કાયમા ચેવ અંતસો " ૧॥

સૂયગડાંગ સૂત્રના અગીયારમા અધ્યયનની ઉપલી ગાથામાં, શ્રી મહાવીર પ્રભુએ ઉંચામાં ઉંચુ મૈત્રીનુ સ્વરૂપ દર્શાવ્યું છે. તેઓ શ્રી એમ ફરમાવે છે કે કોઇની સાથે પણ ( સામા માણસો ગમે તેવા દ્વેષી હોય-વિરોધ વધારવા ચાહતા હોય તેવાની સાથે પણ ) વિરોધ કે કલેશ કરવો નહીં; આંહિ તેમનો એવો આશય છે, કે કલેશ યા ખટપટને જન્મ આપનાર વિરોધ એ માનસિક ભુવનમાં પથરાએલી શાંતિ અને સમાધિના વાદળને વિખેરી નાખવામાં પ્રચંડ પવન રૂપ છે, તેથી સામા માણસોની સાથે વાદવિવાદ અથવા ધર્મગોષ્ટી કરવાનો પ્રસંગ આવે ત્યારે માત્ર ત્યાં સુધીજ ગોષ્ટી લબાવવી કે

જ્યાં સુધી બંને જણનાં મન, મૈત્રીની મર્યાદા અને શાંતિની સીમાનું ઉલ્લંઘન ન કરે; અર્થાત્ પોતાની અને પરની શાંતિનો ભોગ આપી-ને પોતાના સિદ્ધાન્તો બીજાના હૃદયમાં ઉતારવાની કોશીશ કરવા કર-તાં, બંને વર્ગ વચ્ચે રહેલી સામ્ય ભાવના યા મૈત્રી ભાવનાનું રક્ષણ કરવું તે વધારે સલામતી ભરેલું છે. આવા અભિપ્રાયથીજ ગા-થાના ત્રીજા અને ચોથા પદની રચના થયેલી છે. તેનો ભાવ એ છે કે, મનમાં કોઇની સાથે વિરોધ કરવાનું ચિંતવવું નહીં; વચન પણ તેવાં બોલવાં કે જેથી સામાના મનની અંદર ક્ષોભ ઉત્પન્ન ન થાય; અને શારીરિક પ્રવૃત્તિ પણ તેવી કરવી કે જેથી વિરોધ અને કલેશને બિલકુલ અવકાશ જ ન મળે. એટલુંજ નહીં પણ આંતર્વૃતિમાં પણ વિરોધને જન્મ આપનાર ખટપટના સંસ્કારો કે રાગ દ્વેષાદિ પ્રબલ દોષો હોય, તો તેને પહેલેથીજ દૂર કરી નાખવા. ઝેરની વેલડીનાં બી રાખવાં તે પણ ભયંકર પરિણામ માટે જ.

ઉપલાજ અર્થને પુષ્ટિ આપનાર, ઉત્તરાધ્યયન સૂત્રના છઠા અધ્યયનની બીજી ગાથાના બે પદ આ પ્રસંગે મને યાદ આવે છેઃ—

"અપ્પણા સચ્ચમેસેજ્જા; મિત્તિં ભૂએસુકપ્પએ."

જેને બુદ્ધિ અને તર્કશક્તિ મળેલી છે તેવા દરેક માણસે પોતાની જાતે "સત્ય શું છે?" તેની શોધ કરવી; અથાત્ પોતાને શું ઇષ્ટ છે અને શુ અનિષ્ટ છે, પોતાની ઇચ્છા અને બીજાઓની ઇચ્છાના બિન્દુમાં શું તફાવત છે, તેનો ખ્યાલ કરવો. ખ્યાલ કરવાથી જણાશે કે, " સવ્વેસિં જીવિયં પિયં " મને અને બીજાઓને એટ-લે સર્વને જીવિતવ્ય અને સુખ જ ઇષ્ટ છે, દુઃખ અનિષ્ટ છે. બીજાઓની પાસેથી હું જીવિત અને સુખની ઇચ્છા રાખુ તો, બીજા-

એ પણ મારી પાસેથી તેવીજ ઇચ્છા રાખતા હોવા જોઇએ; ત્યારે તે પાર પાડવાનો જે સરલ ઉપાય છે તે વીરપ્રભુ બીજા પદમાં બતાવે છે કે "મિત્તિં ભૂએસુ કપ્પએ" સર્વ પ્રાણીઓની સાથે મૈત્રી રાખવી એજ પોતાને અને બીજાઓને સુખ મેળવવાનો સીધો ઉપાય છે. આજ વાતને વધારે વિશદ કરવા શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના ૨૯ મા અધ્યયનના ૧૭ મા પ્રશ્ન ઉપર દષ્ટિ ફેંકીએ—

" સવ્વ પાણભૂય જીવ સત્તેસુ મિત્તીભાવ મુપ્પાએઇ મિત્તીભાવ મુવગ એયા વિજીવે ભાવ વિસોહિં કાઉણ નિબ્ભએ ભવઇ "

આ વાક્યમાં મૈત્રી ભાવ રાખનાર માણસ જ્ઞાનાદિક જીવસ્વભાવને યા અધ્યવસાયને વિશુદ્ધ બનાવી શકે છે. અને અધ્યવસાયની વિશુદ્ધિ થતાં સકલ કર્મનો ધ્વંસ કરી નિર્ભય પદ પામે છે. એ અર્થ બતાવતાં શાસ્ત્રકારે એમ સૂચવ્યું કે, વિરોધ જ્યારે ભયંકર માર્ગમાં લઈ જાય છે ત્યારે મૈત્રીભાવ નિર્ભય પદ અર્પે છે; માટે વિરોધને દૂર કરી મૈત્રીપદનું સેવન કરવું.

જૈનશાસ્ત્રોમાં મોક્ષના અધિકારી પરત્વે કેટલી બધી વિશાલ અને નિષ્પક્ષપાત દષ્ટિ વાપરી છે તે નીચેના શ્લોકથી વિદિત થશેઃ—
આસંબરોય સેયંબરોય બુદ્ધોવા અહવ અન્નોવા સમભાવભાવિયપ્પા લહઈ મોખં ન સંદેહો ૧

ભાવાર્થઃ—દિગંબર હોય ચાહે શ્વેતાંબર હોય, બુદ્ધ હોય અથવા વેદાન્તી હોય; મુસલમાન હોય કે યાહુદી હોય, શીખ હોય કે ક્રિશ્ચીયન હોય; ગમે તે દેશનો હોય, ગમે તે જાતિનો હોય; પણ જો તેની આત્મભૂમિમાં સર્વાંશે મૈત્રીભાવ કે સમાન ભાવનાના શુભ

અંકુરા સ્ફુરી નીકળે, તો તે મોક્ષપદનો અધિકારી બની શકે છે.

બીજા ધર્મવાળા જ્યારે પોતાના ધર્મમાં દાખલ થનારને જ મુક્તિ મળવાનુ કહે છે, ત્યારે જૈન ધર્મ " સલિંગ સિદ્ધા અન્ન-લિંગ સિદ્ધા " ઇત્યાદિ વાક્યથી બહારના લિંગ ( વેષ )-નોપક્ષપાત રાખ્યા વગર, સમાન ભાવ કે મૈત્રીભાવનાથી અંતરાત્માની વિશુદ્ધિ કરનાર ગમે તે ધર્મવાળાને મોક્ષ મળવાનુ કહે છે, એ જૈન ધર્મની કેટલી બધી નિષ્પક્ષપાત દષ્ટિ છે। તે દષ્ટિ જૈનધર્મને વધારે વિશાળ બનાવનાર એટલા માટે છે કે, તે ભાવના અને દષ્ટિ, પારલૌકિક યા આત્મિકોન્નતિની સાથે ઐહિક, આર્થિક અને નૈતિક સ્થિતિ ઉપર બહુજ ઉંચી અસર કરે છે. જ્યારે જનસમાજમા પરસ્પર વિરોધભાવ વર્તતો હોય, ત્યારે કોઇ પણ શાંતિથી બેસી શકતું નથી, વ્યાપાર હુન્નર કે ઉદ્યોગની શુભ ખીલવણી થતી નથી, એક બીજાના પ્રશંસનીય કાર્યને મદદ મળતી નથી, પડતાને આલંબન મળતું નથી; કિં બહુના, એક બીજાનુ અહિત ચિંતવવાથી અને અહિત કરવાથી પ્રજાની અધોગતિ યા આર્થિક પડતી થાય છે. તેવે વખતે જૈન ધર્મે ભાર દઇને બતાવેલી ઉપલી મૈત્રી ભાવના પ્રજામાં પરસ્પર સ્નેહનું સિંચન કરી, બંધ થયેલ પરોપકારના દ્વારને ધક્કો મારી, સ્વાર્થથી સંકુચિત થયેલી લોકોની દષ્ટિને વિશાળ બનાવી, શાન્તિના પવનવડે અશાંતિ અને વિરોધરૂપ કચરાને વિખેરી નાખી, આર્થિક અને નૈતિક અભિવૃદ્ધિનો માર્ગ ખુલ્લો કરી આપે છે, વ્યવહારિક ઉન્નતિના મેદાનમાથી પારમાર્થિક ઉન્નતિના બગીચામાં લઇ જાય છે; અને સુંદર ફળોનુ આસ્વાદન કરાવે છે.

એ બધી હકીકત ધ્યાનમા રાખીને જૈન શાસ્ત્રે મૈત્રી ભાવનાને મુખ્યપદ આપેલું છે, કે જે ભાવના શાસ્ત્ર દષ્ટિને વિશાલ બનાવે છે.

## અહિંસા.

મૈત્રી ભાવનાની પેઠે જૈન ધર્મના મુખ્ય અંગ તરીકે પંકાયલી અહિંસા વૃત્તિ પણ ઐહિક અને પારમાર્થિક અભ્યુદય સાધનારી હોવાથી જૈન દૃષ્ટિની વિશાલતા સાધે છે.

જુઓ આચારાંગ સૂત્રના ચોથા અધ્યયનમાં તેનું કેવું ઉચ્ચ સ્વરૂપ દર્શાવ્યું છેઃ-

સેવેમિ જેય અતીતા જેયપડુપ્પન્ના જેય આગમિસ્સા અરહંતા ભગવંતો તે સવ્વેવિ એવ માઇખંતિ એવ ભાસતિ એવં પન્નવંતિ એવ પરૂવેંતિ, 'સવ્વે પાણા સવ્વે ભૂયા સવ્વે જીવા સવ્વે સત્તા ન હંતવ્વા ન અજ્જાવેયવ્વા ન પરિતાવેયવ્વા ન ઉદ્દવેયવ્વા ' -

અર્થ.-અતીત, વર્તમાન અને ભવિષ્યત્કાલના સર્વ તીર્થંકરોની એવી આજ્ઞા છે કે, કોઇ પણ પ્રાણી ભૂત જીવ કે સત્વને દુઃખ આપવું નહીં, હકુમત ચલાવવી નહી, પરાધીન બનાવવા નહી, પરિતાપ ઉપજાવવો નહીં, કિંબહુના કોઇની પણ લાગણી દુખાય-નુકશાન થાય તેવી વર્તણુક રાખવી નહીં અને કોઇ પણ જાતનો ઉપદ્રવ કરવો નહીં.

. ઉપલી આજ્ઞામા કેટલી મહત્તા સમાયલી છે! જ્યારે એક દેશમાં વસતી પ્રજામાં પરસ્પર કોલાહલ મચે છે, બંડ જાગે છે, એક બીજાની પાયમાલી કરવા ક્રૂરતાનો ઉપયોગ થવા માંડે છે, તેવા કટાકટીના વખતમાં લોકોના હૃદયની ઉંડી લાગણીમાં જો ઉપલી નિર્દોષ આજ્ઞાનું રહસ્ય રોપવામાં આવે, તો તેથી જન સમાજને કેટલો લાભ થાય! અને તેથી પ્રજા અને રાજ્યની કેટલી સલામતી

જળવાય ! એકંદર સર્વને સુલેહની સાથે શાંતિનો લાભ મળે છે આ તો અનુભવસિદ્ધ છે કે જ્યારથી જૈન શાસ્ત્રના નિર્ઝરમાંથી અહિંસા ભાવનાનો ઝરો ચારે તરફ પ્રસર્યો, ત્યારથી યજ્ઞ નિમિત્ત થતો પશુવધ અટક્યો. પાંજરાપોળ વગેરેની સ્થાપના થઇ, અને નિરાશ્રીત માણુસોના રક્ષણુને માટે ઉપાયો યોજાયા. આ બાબતમાં જૈનીઓની દયા સંબંધી સંસ્થાઓ જ પુરાવા રૂપ છે. એટલા માટે જૈનશાસ્ત્રમાં દર્શાવેલી ઉંચા પ્રકારની અહિંસક વૃત્તિ પણુ જૈન દષ્ટિને વિશાલ બનાવવામાં અગત્યનો ભાગ ભજવે છે.

## નીતિમંદિર.

સત્ય એ નીતિનું પરમ અંગ છે. અને તેને ઉંચામાં ઊંચા સદ્‌ગુણુ તરીકે હૃદયમંદિરમાં ધારણુ કરવા જૈનશાસ્ત્ર ઉપદેશ કરે છે જુઓ આચારાગ સૂત્રના ત્રીજા અધ્યયનમાં—

બહુંચ ખલુ પાવકમ્મં પગડં સચ્ચં સિધિતિં કુવ્વહ એત્થોવરણુ મેહાવી સવ્વં પાવકમ્મં ઝોસઇ. ૧

અર્થઃ—ઘણો વખત પાપિષ્ઠ પ્રવૃત્તિ કરીને તેનાથી નિવૃત્તિ પામવાને ઇચ્છનાર માણુસને ઉદ્દેશીને વીરપ્રભુ કહે છે કે, પૂર્વે ઘણાં પાપ કર્મ કર્યાં છે એમ જાણી જો તે તરફ તિરસ્કાર છુટતો હોય અને લાગેલાં કર્મો દૂર કરવાં હોય તો દ્રવ્યને કે પ્રાણુને ભોગે પણુ ધીરજ રાખી સત્યનો આશ્રય કર ! સત્ય એજ પરમ તેજ છે; સત્ય એજ પરમ બલ છે, સત્ય એજ પરમ ધર્મ છે; અને સત્ય એજ પરમ ધન છે. એવો મનમાં નિશ્ચય કરી સત્યને મજબૂતપણે વળગી રહેવામાં, તારી પાસે જેટલી ધીરજ હોય તેના કરતાં પણુ

વધારે ધીરજ રાખ! સત્યમાં તત્પર રહેલા બુદ્ધિમાન પુરૂષ સર્વ કર્મનો ધ્વંશ કરી પરમપદ પામે છે.

એજ વાત વધારે સ્પષ્ટતાથી તેજ અધ્યયનમાં કહેલી છેઃ-

" પુરિસા સચ્ચમેવ સમભિજાણાહિ સચ્ચસ્સાણાએ ઉવઠિએ સે મેહાવી મારં તરતિ સહિતે ધમ્મ માદાય સેયં સમણુપસ્સતિ. "

અર્થઃ—હે પુરૂષો! સત્યને સારી રીતે સમજો. તેનાં ફરમાનો પાળો. જે પુરૂષ સત્યનાં ફરમાનો કબુલ કરી, તે પ્રમાણે વર્તે છે, ને મૃત્યુની સત્તાને ઉલ્લંઘી મોક્ષપદને પામે છે.

તેવી જ રીતે શ્રી પ્રશ્નવ્યાકરણ સૂત્રમાં બ્રહ્મચારી અને સત્યવાદીને ભગવત્તુલ્ય માનવામાં આવ્યા છે.

ઉપલાં વાક્યોમાં સત્યને મોક્ષના સાધન તરીકે મનાવતા વીરપ્રભુએ આદરવા લાયક ઉંચામાં ઉંચા સદ્‌ગુણતરીકે સત્યનું સમર્થન કરી નીતિનો પાયો પુરની રીતે મજબુત કર્યો છે. પ્રામાણિકતા પરત્વે પણ જૈનશાસ્ત્રનો બહુ ઉંચો અભિપ્રાય છે જુઓ શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના ત્રીજા અધ્યયનની બારમી ગાથાઃ-

" સોહિ ઉજ્જુય ભૂયસ્સ ધમ્મો સુદ્ધસ્સ ચિવઈ નિવ્વાણુ પરમં જાઇ ધમ સિત્તવ પાવએ. " ૧

અર્થઃ—ચિત્તમાં જેવા વિચારો ઉદ્‌ભવે, તેવાંજ વચનો બોલાય, અને તેવીજ કાયિક પ્રવૃત્તિ થાય. આમ મન, વચન અને કાયાની ત્રીપુટી એકરૂપ થાય, તેનું નામ 'ઋજુતા' યા 'પ્રામાણિકતા' છે. આવી પ્રામાણિકતા જેનામાં છે, તેજ માણસ અંતઃકરણ અને આત્માની શુદ્ધિ કરી શકે છે, અને તેના હૃદયમંદિરમાં જ ધર્મની

સ્થિતિ થઇ શકે છે. શુદ્ધિપૂર્વક ધર્મનો સ્થાયિ ભાવ થાય તો તે નિર્વાણુ પદને પામે છે, યા જીવન્મુકત થાય છે. પણુ તે બધાનો આધાર પ્રામાણિકતા ઉપર છે. પ્રામાણિકતાનો આવો ઉચ્ચ ઉપદેશ હોવાથીજ, ભૂતકાલીન શ્રાવકોના ચરિત્રો પ્રામાણિકતાથી પરિપૂર્ણ દૃષ્ટિગોચર થાય છે. શ્રી ભગવતી સૂત્રના બીજા શતક ના પાચમા ઉદ્દેશામાં તુગીયા નગરીના શ્રાવકના ચરિત્રનુ નિરીક્ષણુ કરો. તેમની કેવી હૃદયશુદ્ધિ હતી ? તેઓ કેટલા બધા લોકોના વિશ્વાસને પાત્ર બન્યા હતા ! કોઇને પણુ વેર જતા તેના ઘરમા ગમે તેવી વસ્તુઓ છુટી પડી હોય, પણુ લેશ માત્ર શકા લાવવાનુ તેનના સબધમા કાંઈ કારણ બનતું ? નહીંજ "સ્ફટિક હૃદયા" એ વિશેષણુ તેમને અક્ષરે અક્ષર લાગુ પડે છે. શ્રીઠાણાગ સૂત્રના ચોથા 'ઠાણા' મા ચાર પ્રકારના ઘડામાં 'અમૃતનો ઘડો અને અમૃતનુ ઢાકણું' એ પ્રકારના ઘડાની ઉપમા શ્રાવકોને બરાબર લાગુ પડે છે, શ્રાવકોના બાર 'વ્રતો' પૈકી બીજું 'વ્રત' પ્રામાણિકતાનો જ નમુનો છે. ખોટા લેખ લખવાની અને ખોટી સાક્ષી પુરવાની તેમાં સાફ મનાઇ કરવામા આવેલી છે. આ બધી હકીકતથી જૈનીઓના નીતિમંદિરની રમણીયતા સિદ્ધ થતા જૈનશાસ્ત્રની વિશાલતા સિદ્ધ થાય છે. કેમકે, તેના શાસ્ત્રોથી ( અને તદનુસાર વર્તનથી ) જનસમાજને આર્થિક અને નૈતિક મહાન્ લાભ મળે છે. ( પારમાર્થિક લાભનું તો પૂછવુજ શું ?) એ વાત વિચારશીલ માણસો સારી પેઠે સમજે છે, જેથી વધારે વિસ્તાર કરી પત્રનો ઉપયોગી ભાગ રોકવો ઉચિત રહેતો નથી. જેમની ભૂતકાલ જોવાની અને પરખવાની શકિત છે, તેઓ તો ઉપલા કથનથી, નીતિમંદિરના કયા શિખર સુધી જૈન-

દષ્ટિ પહોંચી છે તેનો નિશ્ચય કરી લેશે, એમ નિસંશય આશા રખાય છે.

## 'આત્મભાવના.'

જૈનશાસ્ત્રોમાં દર્શાવેલી આત્મભાવના પણ વિશાલતાનો નમુનો છે; શ્રી આચારાગ સૂત્રના બીજા અધ્યયનનુ નીચેનું વાક્ય તે નમુનાની ભવ્યતામા પૂરણી કરે છે:-

" આયઓ બહિયા પામ ણુહતાણુ વિન્નાયયે " ઇતિ, **"આત્મવત્ સર્વ ભૂતેષુ"** " આત્મૌપમ્યેન સર્વત્ર " એ ગીતાના વાક્યને લગતું ઉપલું આચારાંગનુ વાક્ય અતિ ઉચ્ચ આશયથી આપણુને બોધે છે. એટલે કે પોતામા સુખ અને દુખ પરત્વે પોતાની જેવી ભાવના હોય તેજ ભાવનાથી બીજાના સુખ દુ.ખ તરફ જોવું જોઇએ. અર્થાત્ આત્મા સર્વ સરખા હોવાથી મને જેમ સુખ ઇષ્ટ અને દુ;ખ અનિષ્ટ છે, તેમ બીજાઓને સુખ ઇષ્ટ અને દુ;ખ અનિષ્ટ છે. માટે કોઇને દુઃખ આપવું નહીં. કોઇની ઘાત ચિંતવવી નહીં.

આચારાંગનાં બીજા અધ્યયન અને દશવૈકાલિકના છઠા અધ્યયનના નીચેના વાકયો ઉપલા અર્થને મજબુત ટેકો આપે છે:-

" સવ્વેસિં જીવિય પિયં-" ( આ૦ અ૦ ૨ ) સવ્વે જીવાવિ ઇચ્છન્તિ જીઉં નમરીજિઉં તમ્હા પાણુ વહં ઘોરં નિગંથા વજયંતિણું.

ઉપલાં વાકયો સમાન ભાવ અને આત્મભાવનો ઉત્તમ બોધ આપતાં પ્રાણિવધનિવૃત્તિ અને પરોપકારનો ઉમદા પાઠ શીખવે છે;

તે એમ સૂચવે છે કે જેમ તમે સુખની ઇચ્છાથી પોતાના માટે સુખ મેળવવાનો પ્રયત્ન કરોછો, તેવીજ રીતે બીજાઓના દુઃખની નિવૃત્તિ અને સુખની પ્રાપ્તિ માટે પ્રયત્ન કરો. આનું નામજ પરોપકાર છે. જેના ઉપર દેશ, કોમ, નીતિ, ધર્મ અને આત્માના અભ્યુદયનો આધાર રહેલો છે તેવા પરોપકારની ભાર દઇને ભલામણ આપનાર શાસ્ત્ર, અત્યન્ત દીર્ઘ દષ્ટિવાળુ નથી એમ કોણ કહી શકે? કોઇજ નહીં.

## સાયન્સની સાથે મળતાપણું.

પુરાવા અને પ્રમાણથી વસ્તુસિદ્ધિ બનાવનાર હાલના સાયન્સ ( પદાર્થ વિજ્ઞાન શાસ્ત્ર ) ની સાથે કોઇ પણ પ્રાચીન શાસ્ત્રોનાં તત્વોનું વધારે મળતાપણું હોય તો તે જૈનશાસ્ત્રનાં તત્વોનુ છે.

સિધ્ધવિજ્ઞાનવાદી જેમ જગત્ ઇશ્વર કે બીજા કોઇનુ કરેલ નથી એમ માને છે તેમ જૈનદર્શનની પણ જગત કોઇનું બનાવેલ છે એમ નહિ માનતા અસત્નું સત થતુ નથી અને સત્નું અસત્ થતું નથી એ નિયમને અનુસરી જગત્ને અનાદિ જ માને છે. પર્યાયને મુખ્યતા આપનાર પર્યાયાર્થિક નયને અનુસારે પદાર્થોનો ચય કે અપચય, વૃધ્ધિ કે હાનિ સંભવે ખરી; પણ દ્રવ્યને મુખ્યતા અર્પનાર દ્રવ્યાર્થિક નયથી જોતા કોઇ પણ પદાર્થનો નાશ થતો નથી અને ઉત્પત્તિ પણ નથી. જે ઉત્પત્તિ ને નાશ દેખાય છે તે મૂલ વસ્તુના નહી, પણ તે વસ્તુના પર્યાયો અને ધર્મોનો જ ઉત્પત્તિ-વિનાશ છે. ધર્મ અને ધર્મિનો કંઇક અંશે અભેદ છે, તેમ કંઇક અંશે ભેદ પણ છે. માટે ધર્મના નાશથી કે ઉત્પત્તિથી, ધર્મિનો નાશ અને ઉત્પન્તિ થતાં નથી; ઘડાનું મૂલ દ્રવ્ય ( માટી ) ઘડા

પહેલાં પણ છે અને પછી પણ રહેશે. કુંભારથી ઘડાની ઉત્પત્તિ કે લાકડીથી થતો તેનો નાશ, તે ઘડારૂપ પર્યાયના ઉત્પત્તિ અને વિનાશ છે; પણ માટીના નહીં. માટી અથવા તેના પરમાણુઓ જેમ ત્રણે કાલમાં છે, નિત્ય અને શાસ્વત છે, તેમ તેમાં ઘટરૂપ પર્યાયનું પણ અસ્તિત્વ રહેલું છે. પણ તે તિરોભાવ રૂપે છે, અવ્યક્ત છે. આવિર્ભાવ જ્યારે થાય છે ત્યારે તે પર્યાય વ્યક્ત અને દશ્ય થાય છે; તેને આપણે ઉત્પત્તિ કહીએ છીએ. ટુંકામા કહીયે તો આવિર્ભાવ અને તિરોભાવ જ પદાર્થના ઉત્પત્તિ અને વિનાશ છે. તળાવના પાણીમાં માણુસ ડુબકી મારે છે ત્યારે બહારના માણુસોની દૃષ્ટિએ અદશ્ય થઇ જાય છે, પણ સર્વથા નષ્ટ થઈ શકે નહિ, આને આપણે તિરોભાવ કહી શકીએ. અને માણુસ પાછો પાણીની સપાટી ઉપર આવી દશ્ય થયો, તેને આવિર્ભાવ કહી શકાય આ પ્રકારનો તિરોભાવ તે સર્વથા નાશ નથી, તેમ આવિર્ભાવ તે સર્વથા ઉત્પત્તિ નથી; અને હોય તો પણ તે પર્યાયના છે, પણ દ્રવ્યના તો નહિજ. તેમજ જગત માત્રનો પર્યાય રૂપે, ચય અપચય, ઉત્પત્તિ વિનાશ, થાય છે. પણ મૂલ દ્રવ્ય રૂપે તો ત્રણે કાલમાં છેજ–નિત્ય છે. આ પ્રસંગે નય વાદ પૂર્વક વસ્તુ સ્થિતિ પરત્વે ઘણું કહેવું જોઇએ. પણ તેમ કરતાં પ્રસંગાન્તર થઇ જતાં વિસ્તાર વધી જાય, જેથી પ્રતિજ્ઞાનુસારે આંહિ એટલું જ જણાવવું જોઇએ કે, પરિણામવાદ કાર્યકારણવાદ અને જગત્કર્તૃત્વવાદમાં, જૈનશાસ્ત્ર અને સાયન્સનો એકજ મત છે. તેમજ સૂક્ષ્મ જંતુઓના સંબંધમા પણ એકજ મત છે. જૈન શાસ્ત્ર જે સૂક્ષ્મ જંતુઓના સંબંધમાં કહે છે, તે તે સિધ્ધ પદાર્થવાદીઓ યંત્રાદિ દ્વારા પ્રત્યક્ષ કરી બતાવે છે. પાણી

અને વીર્યની અંદર સૂક્ષ્મદર્શક યંત્ર વડે સૂક્ષ્મ જીવો સ્પષ્ટ દેખાય છે. ( જે જીવોનું અસ્તિત્વ જૈનશાસ્ત્ર પ્રતિપાદન કરે છે. ) પ્રતિદિવસે નવી નવી શોધો થતાં જેમ જેમ સૂક્ષ્મ જંતુઓ જુદી જુદી જાતના સિદ્ધ થતા જશે તેમ તેમ જૈનશાસ્ત્રની ખુબીઓ, લોકની નજરે સ્પષ્ટ થતી જશે. પણ આજ સુધી સૂક્ષ્મજંતુઓની બાબતમાં વર્તમાન સાયન્સનું જૈનશાસ્ત્રો સાથે જેટલું મળતાપણું છે, તેવું બીજા કોઇની સાથે નથી. મળતાપણું દર્શાવી શકાય તેવાં સ્થળો જૈનશાસ્ત્રમાં અનેક છે; પણ આહિં વધારે લંબાણ ન કરતા 'શબ્દ' ( voice ) ની માન્યતા પરત્વેજ સરખામણી કરીશું. જ્યારે અન્ય-દર્શનકારો, શબ્દને અમૂર્ત્ત અને આકાશનો ગુણ છે એમ માનતા, ત્યારે જૈનશાસ્ત્ર શબ્દને પુદ્‌ગલ સ્વરૂપ મૂર્ત તરીકે સ્વીકારતું હતું. જુઓ નંદીસૂત્રમાં " પુઠં સુણે દસદ્ં " શબ્દનો કર્ણપુટની સાથે સંબંધ થયે જ ગ્રહણ થઇ શકે છે; અને તે મૂર્ત વગર થઇ શકે નહી. તે ઉપરથી જ શબ્દની પુદ્‌ગલસ્વરૂપતા અને મૂર્તતા સિદ્ધ થાય છે. આમ જૈનશાસ્ત્ર માને છે, તે વાત વર્તમાન સાયન્સ સિદ્ધ કરી બતાવે છે. તારયંત્રથી હજારો ગાઉ સુધી શબ્દો જાય છે. ફોનોગ્રાફમાં શબ્દો રોકાય છે. તે મૂર્ત વગર કેમ બની શકે ? નજ બની શકે. ત્યારે આજનું સાયન્સ 'શબ્દ' ને જે સ્વરૂપે માને છે તેજ સ્વરૂપ હજારો વર્ષ પહેલાં જૈનશાસ્ત્રે દર્શાવ્યું છે. હજારો વર્ષો વીત્યા છતાં, જેની તત્ત્વભૂમિ અખંડતાથી, આજ સુધી નિશ્ચલ રહી સિદ્ધવિજ્ઞાનીઓની સાથે ટક્કર ઝીલે, તે સુંદર તત્વભૂમિથી ભૂષિત થયેલ શાસ્ત્રની દીર્ઘદર્શિતા અને વિશાલતામાં કોણ વાંધો લઈ શકે તેમ છે ?

## શુદ્ધિ.

જે લોકો જૈનીઓ ઉપર એવો આરોપ મુકે છે કે " બીજી રીતે જૈનદષ્ટિ ભલે વિશાલ હો; પણ શરીરાદિ શુદ્ધિના વિષયમાં જૈનશાસ્ત્રદષ્ટિ સંકુચિત છે, અન્યથા, જૈનીયોના આચારમાં આટલી મલીનતા પ્રતીત થાય છે તે ન થાય. " આ કથન પણ અબોધની નિશાની છે. જૈનશાસ્ત્રમાં સ્વચ્છતા રાખવા માટે જેટલો ઉપદેશ છે તેટલો બીજે કયે ઠેકાણે છે ? જ્યા લેશ માત્ર પણ અશુચિ હોય, ત્યાં શાસ્ત્રીય એક અક્ષરનો પણ ઉચ્ચાર કરવાની, જૈનશાસ્ત્ર સાફ મનાઇ કરે છે. જુઓ ઠાણાંગ સૂત્ર ને દશમે ઠાણે:—

" દસવિહે ઉરાલિએ અસઝાઈ પન્નત્તે તંજહા અટ્ઠિ મંસે સોણિએ અસુઈ સામંતં ઇત્યાદિ "

સાભલવા આવનારાઓ પૈકી કોઇનુ પણ શરીર વસ્ત્ર વગેરે લેશ માત્ર પણ લોહી વગેરેના બિંદુથી ખરડાયલ હોય તો ત્યાં સ્વાધ્યાય ( શાસ્ત્રનું વાંચન વગેરે ) ન થઇ શકે. જો અસઝાયમા પણ સ્વાધ્યાય કરવામા આવે તો" અસઝાઇએ સઝાઇયં " એ વચનાનુસારે જ્ઞાનનો અતિચાર-દોષ લાગે છે. અને જ્ઞાનાતિચાર લાગવાથી, શ્રોતા અને વક્તા બંનેને ' જ્ઞાનાવરણીય કર્મ, બંધાય છે. ઉપરની વાત જણાવતાં ભગવતે શું એમ ન સૂચવ્યું કે અશુદ્ધિવાળાએ અશુદ્ધિ દૂર કર્યા વગર, વ્યાખ્યાનાદિના પ્રસંગમાં ન જવું ? એટલા માટે જ ભગવતી આદિ સૂત્રોમાં શ્રાવકોનાં ચરિત્રો વિષે જ્યારે શ્રાવકો ભગવાનને વાંદવા અને વ્યાખ્યાનાદિ સાંભળવા ગયા છે ત્યારે " એ હાયા ધોયા કયબલિકમ્મા " અર્થાત્ નાહી-ધોઇ શુદ્ધ પવિત્ર થઇને ગયા છે. એ કથન ઠેકાણે ઠેકાણે કર્યું છે. મલીનતાની આશકા દૂર

કરવા વધારે પુરાવા જોઇતા હોય, તો શ્રાવક ચારિત્રના તે તે આલાવા દૃષ્ટિગોચર કરો; એટલે નિશ્ચય થશે કે શુદ્ધિના સંબંધમાં જૈનશાસ્ત્રનો કેવો ઉંચો અભિપ્રાય છે. અલબત એટલું છે કે બીજાઓ જેમ સ્નાનાદિકને ધર્મના એક અંગ તરીકે સ્વીકારે છે અને સ્નાનાદિક ન કરે તો 'પ્રત્યવાય' (પ્રાયશ્ચિત લાગે તેવુ પાપ) લાગે એમ માને છે, તેમ જૈનશાસ્ત્ર સ્નાનાદિની ક્રિયાને ધર્મના અગ તરીકે, અને તેને વિરહે પ્રત્યવાય પ્રસગ સ્વીકારતું નથી પરન્તુ એટલું તો માન્ય છે કે ગૃહસ્થને સ્નાનાદિકથી બાહ્ય શુદ્ધિ થાય છે, અને વખતે તેથી આલસ્ય અને પ્રમાદના ઘસારા રૂપ આંતર શુદ્ધિ પણ સભવે, એટલુજ નહી પણ સ્વાધ્યાય પ્રતિબંધક અશુચ્યાદિ દૂર કરીને સ્વાધ્યાયનું નિમિત્ત પણ થાય છે.*

---

* કેવા જયણાપૂર્વક (guardedly) શબ્દો મુનિશ્રીની કલમમાંથી નીકળે છે તે વિચારવા જુનાવિચારના મહાત્માઓને તેમજ ઓછા જ્ઞાનથી સ્નાનના સંબંધમા ભાષણો આપી કાચું કાપનાર કેટલાક સુધરેલા સાધુઓને હું સવિનય આમંત્રણ આપવા રજા લઉં છું. 'સૂર્યમાંથી તેજ મળે છે' એમ પ્રતિપાદન કરવું તે એમ જૂદી વાત છે અને સૂર્યને પ્રાર્થના કરવી કે 'પેલા હિંસકોને હિંસાનુ કામ સુગમ થાય એટલા માટે તું હિંસાના પદાર્થપર પ્રકાશ નાખ' અગર 'હિંસાના પદાર્થ પર પ્રકાશ નાખતો સૂર્ય ભલે પ્રકાશ્યો !' એમ ચિંતવવું એ તદ્દન જૂદી વાતો છે જુના વિચારના મુનિરાજો પોતામાં ભાષાબળ ન હોવાથી જ આ બાબતમા કેટલીક હઠ પકડે છે. અને નવા વિચારના અર્ધ સુધરેલા કેટલાક સાધુઓ સુધરેલાઓના વ્હાલા

આવી રીતે સ્વચ્છતાના ઉત્તમ બોધ આપનાર શાસ્ત્ર ઉપર, મલીનતાનો બોધ આપવાનો આક્ષેપ મુકવો તે પ્રામાણિક અને સત્યવાદી માણુસ ઉપર જુઠાણુનો આરોપ મુકવા બરાબર છે.

જો કે વર્તમાનમા એકાન્તિક બોધની અવળી અસરથી કોઈ કોઈ માણુસનો અવિવેકમિશ્રિત અશુદ્ધ પણુ બાહ્યાચાર હશે, કે જે બાહ્યાચારે જૈનશાસ્ત્ર તરફ મલીનતાના આક્ષેપપુરઃસર હલકો અભિપ્રાય બાધવાની બીજાઓને ( અન્ય દર્શનીઓને ) તક આપી. પણુ આહિ મારે જણાવવું જોઇએ કે પ્રેક્ષાવાન વિવેકી પુરૂષોએ અભિપ્રાય બાધતી વખતે, એક વ્યક્તિ તરફ ધ્યાન ન આપતાં, શાસ્ત્રો ઉપર દીર્ઘદૃષ્ટિ પ્રસારી નિરીક્ષણુ કરવું જોઇએ. અને તેમ થશે તો ઉપલો દોષ તેની અમુક વ્યક્તિઓનો છે પણુ શાસ્ત્રનો નથી એમ ખાત્રી થશે. ઉપલી હકીકતથી નિશ્ચય થયો હશે કે, સ્વચ્છતા અને શુદ્ધિ પરત્વે જૈનશાસ્ત્રો કેવો ઉંચો અભિપ્રાય ધરાવે છે. અને તે બીના જૈન દૃષ્ટિની વિશાલતાની સાબીતી આપે છે. જૈનશાસ્ત્રમા તત્વવાદ

---

થવા માટે મરજીમાં આવે એવા શબ્દો ( કે જે ખુલ્લી રીતે આજ્ઞાવાચક હોય છે ) ઉચ્ચારે છે અને સાધુ અને સસારીના કર્ત્તવ્યો વચ્ચેનો મહાન તફાવત વિસારીને જાહેર પેપરો કે પુસ્તકોમાં પ્રગટ કરી મહાન પાપ બાધે છે. ભાષાસમિતિ વગરનું બોલવું તે ઇર્યાસમિતિ વગરના ચાલવા કરતાં હજારોગણું વધારે દોષીત છે; છતાં આ કહેવાતા મુનિઓ ભાષાજ્ઞાનને ધિક્કારી પોતાના હુંપદમાંથી હાથ જ કહાડે નહિ એ જૈનોની ઉન્નતિમાં મ્હોટામાં મ્હોટું ખલેલ છે. એવાઓ ઉલટા જૈનધર્મને જાહેરમાં હલકો પાડવાનો અને પોતાને પાપના ખાડામા ડૂબાવવાનો જ 'પરમાર્થ' કરી શકે !—વા. મો.

પણ અતિ ઉચ્ચતર છે એ પણ આંહિ બતાવવું જોઇએ, પણ તે વિષય અત્યન્ત ગહન હોવાથી, વિસ્તાર વગર સમજાય તેમ નથી, અને વિસ્તાર કરવા જતાં લેખનું બહુ લંબાણ થાય કે જેથી વખતે વાચક વર્ગને કંટાળો આવી જાય. એટલા માટે આ વખતે આટલે-થી વિષયની પૂર્ણાહુતિ કરૂ છુ.

સુજ્ઞેષુ કિં બહુના ! ॐ શાંતિ શાંતિ શાંતિઃ

ભોરારા ( કચ્છ ); તા. ૨૭-૮-૧૦

# આધ્યાત્મિક કીમીઓ.

કીમીઆનો મૂળ શબ્દ "એલકીમી" (alchemy)એ અરબ્બી ભાષાના બે શબ્દોનો બનેલો છે, જેનો અર્થ 'છુપો હુન્નર' અથવા 'ગુપ્તકળા' એવો થાય છે.

હજારો વર્ષથી કેટલાક લોકોએ હલકી ધાતુને કેવી રીતે સુવર્ણરૂપે બદલી નાખવી એ કીમીઓ—છુપીકળા શોધવાને તેમનાથી બનતો પ્રયત્ન કર્યો છે. તે સર્વએ હલકી અને સામાન્ય ધાતુઓનું સુવર્ણ બનાવવાનો પ્રયત્ન કર્યોછે; અને તેમના સંબંધમાં જૂદી જૂદી અનેક અદ્ભૂત દંતકથાઓ આપણા સાંભળવામાં આવે છે.

કીમીઆની પાછળ પડનારા લોકોએ કીમીઓ શોધી કાઢયો નહિ. પણ ઘણેભાગે લોકોને ઠગ્યા છે, અને તેથી હાલમાં લોકોને કીમીબા-ગરના નામ પ્રતિ તિરસ્કાર ઉપજે છે. છતાં આ સ્થળે કહેવું જોઇએ

કે કીમીઓ એ વસ્તુ ખોટી નથી પણ તેના ખરા જાણકાર પુરૂષો હાલમાં વિદ્યમાન નથી, અને કદાચ વિદ્યમાન હશે તો પણ આવી સ્વાર્થી બનેલી દુનિયા આગળ તેઓ પોતાની વિદ્યાનો પ્રભાવ બતાવતા નથી.

કીમીયાના ઇતિહાસ સંબંધમાં આટલું પ્રસ્તાવનારૂપે લખ્યા પછી હવે જણાવીશુ કે, કીમીઓ બે પ્રકારનો છે; એક તો ધાતુઓને લગતો અને બીજો આત્માને લગતો છે. આ બન્નેમાં લોકો એકજ પ્રકારની ગુપ્તકળા શોધવા ઇચ્છેછે. તેઓ એનું રહસ્ય જાણવા ઇચ્છે છે, કે જેના પ્રભાવથી સામાન્ય અને હલકી અને નજીવી વસ્તુઓ શુદ્ધ,પવિત્ર અને કીમતી થાય. **દુનિયાનો** કીમીયાગર બીજી ધાતુઓને સોના રૂપે ફેરવી નાખવા ઇચ્છેછે, ત્યારે **આત્મિક** કીમીયાગર ક્રોધ, ઇર્ષ્યા, દ્વેષ, કામ, લોભ વગેરે હલકી વૃત્તિઓને શાંતિ, દયા, ઉદારતા, પ્રેમના રૂપમાં ફેરવી નાખવા ઇચ્છેછે અને ફતેહમંદ પણ થાય છે. કોઇપણ કીમીયાગર બીજી ધાતુઓમાંથી સોનું બનાવવા સમર્થ થયો **નથી,** પણ ઘણા આત્મિક કીમીયાગર તો જે તેમના સ્વભાવમાં નજીવું, હલકું અને ખરાબ હતું તે સર્વને પવિત્ર, સારૂ અને મહત્વનુ બનાવવા સમર્થ થયા છે અને આપણને પણ તેમના માર્ગે ચાલવાનો બોધ આપી ગયા છે. તેઓ એટલા બધા પવિત્ર, જ્ઞાની અને બળવાળા છે કે તેઓના તરફ પ્રેમ અને ભક્તિ દર્શાવ્યા સિવાય ચાલે તેમ નથી. તેઓ આપણા પવિત્ર અર્હતો છે મહાત્માઓ છે. તેઓ જે કામ કરી શકયા છે તે આપણે પણ ખંતથી મંડયા રહીએ તો કરી શકીએ. પ્રયત્ન છોડી દેવો એજ મોટી નિષ્ફળતા છે, એમ તેઓ ઉપદેશ આપે છે.

જેમ શાળામાં 'ટર્મ' ના અંતે અથવા વર્ષના અંતે પરીક્ષા લેવાય છે, જેમાં કેટલાક પાસ થાય છે અને કેટલાક નાપાસ પણ થાય છે, તેવીજ રીતે આ કાળચક્રના અમુક ભાગમાં આ આત્મિક કીમીયાગરની પણ પરીક્ષા લેવાયછે; જેઓ તેમના ચારિત્રમાં શુદ્ધ સુવર્ણરૂપ હોયછે, તેઓજ તે પરીક્ષા પસાર કરેછે.

આ પરીક્ષા બહુ દુષ્કર છે, અને વિદ્યાર્થીઓને ઘણા સખ્ત ખડબચડા અને સાંકડામાર્ગે ચાલવાનું હોય છે. તે માર્ગને અંતે ફક્ત એકજ દ્વાર હોય છે, જે દ્વારમાંથી શુદ્ધ સુવર્ણજ પસાર થઇ શકે. એ દ્વાર શોધવું તે પણ મુશ્કલ છે, તેથી તે શોધતાં શોધતાં ઘણા પોતાનો પ્રયાસ છોડી દે છે. ઘણાજ થોડા આ બાબતમાં પ્રયાસ કરેછે, અને પ્રયાસ કરનારમાં પણ ખંત અને અપ્રમત્ત દશાના અભાવે ઘણાજ થોડા વિજયવત નીવડે છે. જેઓ નાપાસ થાયછે, તેઓને બીજા જન્મમાં, જ્યાંથી અભ્યાસ પડતો મુકયો હોય ત્યાંથી, ફરી શરૂ કરવું પડેછે.

આપણે બધા હવે નિશાળે પાછા આવેલા છીએ. આપણે બે કામમાં રોકાયલા છીએઃ એક વાવવાનું અને બીજુ લણવાનુ. આપણા પૂર્વ જન્મમાં ગાળેલી જીંદગીનુ ફળ આપણે અત્રે લણીએ છીએ અને ભવિષ્યના જીવનમા ભણવા માટે આપણે અત્યારે આનંદ કે શોક, સુખ કે દુઃખનાં બીજ રોપીએ છીએ. આત્મિક કીમીઓ તે સાંકડા માર્ગે જવાને, તે દરવાજામાંથી પસાર થવાને, અને જે થોડા વિજયવંત નીવડે છે **તેમાંના એક** બનવાને આપણને કેવી રીતે સહાયકારક થઇ પડે છે, તે હવે આપણે તપાસીએ.

આપણી અંદર નીચેની ત્રણ બાબતો છે, જેને આપણે અશુભ-માંથી શુભમાં અને અપવિત્રતામાથી પવિત્રતામાં લાવવા પ્રયત્ન કરવો જોઇએ. તે ત્રણ બાબતે આપણા (૧) વિચારો (૨) વાસનાઓ અને (૩) કામો છે.

**વિચારોથી** આપણું ઉચ્ચ કે નીચ **ચારિત્ર** બંધાય છે. આપણા વિચારો અનુસાર આપણને આ જન્મમાં, સ્વર્ગમાં, તથા પરભવમાં મિત્રો મળે છે.

**વાસનાઓ** પ્રમાણે આપણને તેવા **પ્રસંગો** મળે છે, અને આપણી સારી યા બુરી **ટેવો** પડે છે.

**કાર્યો** પ્રમાણે આપણને **સંજોગો** મળે છે આપણું કુટુંબ, આપણું નગર, આપણો દેશ, આપણી સામાજીક સ્થિતિ, આપણે કરવા યોગ્ય કર્તવ્યો, સધનતા કે નિર્ધનતાઃ આ સર્વનો આધાર આપણા પૂર્વકૃત કર્મોપર રહેલા છે.

કેવી રીતે વર્તવું અથવા કાર્ય કરવુ, એ જો આપણે બરાબર સમજીએ તો આપણે **ધારીએ** તેવા થઇ શકીએ એકવાર કાર્યો કર્યા પછી તે કાર્યોનાં ફળમાંથી આપણે કદાપિ છુટા થઇ શકીએ નહિ.

આપણા ખરાબ વિચારો આપણી ઉન્નતિમા આપણને વિઘ્ન-કારક નીવડે છે; એટલે કે આપણા આત્માની જે શક્તિઓ ગુપ્ત છે, તેને પ્રકટ થવામાં તે અડચણરૂપ થાય છે. ખરાબ વિચારો આપણા મગજમાથી બ્હાર નીકળે છે ત્યારે બીજા જીવોને પણ તેમના માર્ગમાં વિઘ્નકર્ત્તા થઇ પડેછે. આપણે હાલના સમયમાં વિચાર કર્યા સિવાય તો રહી શકીએ તેમ નથી, આપણને વિચારો તો આવ્યા

જ કરવાના; તો પછી **સારા જ** વિચારો કેમ ન કરવા? જ્યારે કોઇ ખરાબ વિચાર મનમાં આવે કે, તેના વિરોધી સારા વિચારને મનમાં દાખલ થવા દો. તમારા મનને સદ્વિચારથી ભરો, પછી ખરાબ વિચારોને રહેવાને સ્થાન મળશે નહિ.

દાખલા તરીકે, જો કોઇ નિર્દયતાભર્યો વિચાર તમારા મનમાં આવે તો તમારી મેળે દયાનો વિચાર કરવાને પ્રયત્ન કરો. દયાનો અને નિર્દયતાનો વિચાર સાથે રહી શકે નહિ, અને હમેશા દયાના વિચારમા નિર્દયતાના વિચાર કરતા વિશેષ બળ હોવાથી તમારો દયાનો વિચાર કા તો નિર્દયતાના વિચારને તમારા હૃદયમાંથી ધકેલી મુકશે, **અથ**વા તો ધીમે ધીમે તેને સારો બનાવશે આ રીતે નિર્દય-યતાને તમે દયાના રૂપમાં બદલી શકશો, આ એક પ્રકારનો આત્મિક કીમીઓ છે.

જો કોઇ મનુષ્ય સંબંધી સારા અને માયાળુ વિચાર કરવાનુ તમારાથી ન બની શકતું હોય તો તમે તેની પાસે જાઓ અને કોઇ પણ રીતે તેને મદદ કરો જેની તરફ આપણે દયા કરીએ તેને આખરે આપણે ચ્હાયા વગર રહેતા નથી. આપણે આપણા વિચાર-ના જેવા ધીમે ધીમે બનતા જઇએ છીએ. ઇયળ ભ્રમરીનુ ધ્યાન કરતાં ભ્રમરી રૂપ થાય છે, એવો જૈનશાસ્ત્રમા પુરાવો છે આ રીતે આપણા **વિચારો** પ્રમાણે આપણું **ચારિત્ર** બધાય છે.

તમારા વિચારો પ્રમાણે તમને સોબતીઓ મળે છે. કારણ કે તમારા વિચારો તમારી પાસેથી તેમની પાસે જાય છે અને તેમને પણ તેવાજ પ્રકારના વિચારો કરતાં શિખવે છે. જો તમારો વિચાર અશુભ કે ખરાબ હશે, તો તે પુરૂષો પહેલાં હતા તેના કરતાં વિશેષ

ખરાબ તેમને તે વિચાર બનાવશે અને તે પુરૂષો તમારા સોબતી થશે; કારણકે તમે અને તે એક સરખા વિચારના છો, અને સરખે સરખા એક બીજા તરફ આકર્ષાય છે; અને વળી તમે તેમને હેરાન કર્યા તો હવે તેમને મદદ કરવાનો પ્રસંગ તમને મળવો જોઇએ.

ખરાબ વાસનાઓ, આસપાસના વાતાવરણને શુભ અને સહાયક વિચારોથી ભરવાને બદલે હલકા વિચારોથી ભરે છે, અને આ રીતે તમારી ઉન્નતિને બાધકારક નીવડે છે.

જે વસ્તુનો માલીક બીજો છે તે લેવાની જો તમે ઇચ્છા કરો અને તે ઇચ્છાને વળગ્યા રહો તો તમારી તે ઇચ્છા તમને તે વસ્તુની સમીપમાં રાખશે, અને કોઇક દિવસ તમે તે વસ્તુ લેશો અને આ પ્રમાણે ચોર થશો

ફક્ત સારી ચીજોની જ ઈચ્છા કરો, આત્માને લગતી વસ્તુઓ જ ઇચ્છો; જો તમારી ઈચ્છાઓ ઉચ્ચ હશે તો તમે જ્યા જ્યા જશો ત્યા ત્યાં તમે એક 'મદદગાર' થશો અને તમારા સબધમાં આવનારા પુરૂષોને તમારૂ જીવન આશીર્વાદ રૂપ થશે. તમારી ઇચ્છાઓનુ બારીક નિરીક્ષણ (તપાસ) કરો. જો તમારી ઇચ્છાઓ તમને બીજાના સહાયક બનાવતી હોય તો તેને રાખો અને તેનો ઉપયોગ કરો. તમારી સારી ઈચ્છાઓના બળથી સવ હલકી વાસનાઓ પોતાનુ સ્વરૂપ થોડા વખતમાં બદલી નાખશે. તમારી લાગણીઓ પણ બદલાઈ જશે. આ પણ એક પ્રકારનો આત્મિક કીમીયો છે.

છેલ્લો ફેરફાર તમારાં કાર્યોના સબધમાં કરવાનો છે. તેને છેવટમાં મુકવાનુ કારણ એજ છે કે **પ્રથમ** વિચારો અને વાસનાઓ થાય છે, અને જ્યારે તેમનું બળ વધતુ જાય છે ત્યારે તે **કાર્ય**-રૂપે પરિણમે છે.

વિચારો અને વાસનાઓને ઉત્તેજન આપી આપણે એવાં મજબૂત બનાવીએ કે જે એકદમ કાબુમાં રહી શકે નહિ, ત્યારે તે વિચારો અને વાસનાઓ કાર્યરૂપે બદલાઇ જાય છે.

પૂર્વજન્મના તમારાં કાર્યોએ તમને તમારૂં હાલનુ કુટુંબ, ધન કે ગરીબાઇ અને તમારી સામાજીક સ્થિતિ અર્પેલી છે. તમારાં હાલનાં કાર્યો ઉપર તમારા ભવિષ્યનો આધાર છે. તમે હાલ દયાનાં કામ કરો અને તેથી તમે દયાનો પાક લણુશો. તમારૂં ધન, અન્ન, વસ્ત્ર અને સુખનાં સાધનો બીજાના ઉપયોગમાં આપો, એટલે પછી એકદમ નહિ તો ધીમે ધીમે બીજાઓ પાસેથી તમને ધન, અન્ન, વસ્ત્ર અને સુખનાં સાધનો મળશે. જો તમને તે મળતાં વાર લાગે તો એમ વિચારજો કે, તમે ભૂતકાળમાં કરેલાં અશુભ કાર્યોનું દેવું તમારાં હાલના સારાં કામોથી વાળો છો. અને તેથી હાલમાં તેનું સારૂં પરિણામ આવવાનો સંભવ ઓછો છે. પણ વ્હેલાં કે મોડાં, તમારા કાર્યોનો બદલો તો તમને મળ્યા વિના નહિજ રહેવાનો.

જો તમે સ્વાર્થી, લોભી અને નિર્દય થશો તો એક દિવસ તમે ગરીબ થશો, ભુખે રડવડશો અને લોકો તમારી તરફ નિર્દયતાથી વર્તશે. જો તમે નિઃસ્વાર્થી, પ્રેમાળ અને દિલસોજ થશો તો જરૂર કોઇને કોઇ તમને ચ્હાનાર નીકળી આવશે, તમારી સંભાળ લેશે અને તમને મદદ કરશે. સુખ મેળવવાનો આ ચોક્કસ માર્ગ છે; કારણ કે તે જ સત્ય માર્ગ છે. આ માર્ગે ચાલનારા કંટાળી ગયેલા મુસાફરોને તે 'આનંદી મદદગાર'ના રૂપમા ફેરવી નાખે છે. તમારાથી જે હલકી સ્થિતિમાં હોય તેને તમે સહાય આપો અને હાલના કરતાં પણ વધારે ઉચ્ચ પાયરી પર ચઢશો. ઘાતકી અને જુલમી

બનો અને તમેજ ગુલામ તરીકે અવતરશો. દરેક મનુષ્ય તરફ દરેક પ્રસંગે પ્રેમ બતાવીને દ્વેષને પ્રેમરૂપે બદલી નાખો. જેને આપણે મદદ કરીએ છીએ તેને આપણે ચ્હાતાં શિખવીએ છીએ. અજમાવી જુઓ, આ બાબતનો પ્રયોગ કરી જુઓ અને તેથી તમને આ નિયમની સત્યતાની ખાત્રી થશે.

જે મનુષ્યને તમે ચ્હાતા ન હો તેને મદદ કરવાનો પ્રયત્ન કરો, અને તમને થોડાજ વખતમા ખાત્રી થશે કે તમે તેના પર પ્રેમ રાખતા પણ થશો.

દ્વેષ એ ઠંડું કટાઇ ગયેલું લોઢું છે, પ્રેમ એ પવિત્ર સુવર્ણ છે. કીમીયાગર-ફતેહમદ કીમીયાગર થાઓ અને લોઢાને સુવર્ણરૂપે રવી નાખો.

પ્રથમ તમે સારા કામો **ફળની ઇચ્છાથી** કરવા દોરાશો, તે સારી **શરૂઆત** છે, પણ તેને શરૂઆત રૂપ જ માનજો. ધીમે ધીમે તમે જાતે સારા થતા જશો; અને સારાં કામ કરવા એ તમારો **સ્વભાવ** થશે.

આ પ્રમાણે ધીમે ધીમે તમારો હલકા સ્વભાવ તદ્દન બદલાઇ જશે અને તમે ખરા નિઃસ્વાર્થી અને પ્રેમાળ બનશો. તમે જગત્ હસતું ભાળશો, અને તમે જગતમાં આનંદજ જોશો. આ જગત્ તે એક આયના સમાન છે, તેની અંદર આપણે આપણી જાતને જોઇએ છીએ. જો આપણે જગત્ ઉપર ધુરકીયા કરીએ તો જગત્ આપણા ઉપર ધુરકીયાં કરશે. માટે જ્ઞાન મેળવો અને આનંદી બનો. જો કે પ્રથમ તમે મ્હો મલકાવશો, પણ પછીથી તમે ખરેખરા આનંદી બનશો. માટે 'કીમીયાગર' બનો; હલકી વૃત્તિઓને ઉચ્ચ

રૂપમાં ફેરવી નાખો. ખરો આનંદ તેમાં જ સમાયેલો છે. આ કામ **થઈ શકે તેમ** છે, વળી તે **કરવા જેવું** પણ છે. માટે આ પળથી જ હલકી વૃત્તિઓ-વાસનાઓ અને કાર્યોને ઉચ્ચ સ્વરૂપમાં ફેરવવા મથો.



# શહેરમાં વધતો જતો મોજશોખ.

## જ્ઞાતિઓનુ કર્ત્તવ્ય શું ?

જે વખતમાં અનાર્ય કહેવાતા અંગ્રેજો અને અમેરીકનો જડ-ભાવને છોડી આત્મત્વના ગ્રાહક બનવા લાગ્યા છે તેવા વખતમાં આર્ય દેશના-આર્ય કુળના એક આગેવાન શહેર અમદાવાદમા જડભાવ કુદકે ને ભુસકે આગળ વધતો જાય છે એ જોઇ કયા સ્વદેશભકતનુ હૃદય બળ્યા વગર રહેશે? જડભાવને નામે અમે અત્યારે મૂર્તિપૂજાની વાત છેડવા માગતા નથી, અત્રે તો અમે મ્હોટી મૂર્તિ-આ દેહની પૂજામાં ગરકાવ થયેલાઓનું બ્યાન કરવા માગીએ છીએ. દેહ એ બીજુ કાંઈ નહિ પણ આત્માનુ એક હથીઆર છે, કે જે હથીઆર વડે તે શુભ કર્મો કરી આત્માની ઉત્ક્રાન્તિને સ્હાયભૂત થઇ શકે. માણુસે એ શરીર પરનો અત્યંત મોહ છોડી દેવો જોઇએ. એમાં લોલુપતા એ જ અધોગતિનો રસ્તો છે દરેક ધર્મના ઉપદેશકો કાયાને ઠગારી ઠગારી કહીને દુનીઆને ત્હેના મોહમાં લુબ્ધ નહિ થવાની ચેતવણી આપતા આવ્યા છે, એનું તાત્પર્ય એ નથી કે કાયાને બાળી જ નાખવી કે ભૂખે મારવી.પરંતુ કાયાને ફટાડવી નહિ, ત્હેના પર અંકુશ

રાખવો. એવા અંકુશ વગર એકાદ વ્યક્તિનો નહિ પણ આખી 'પ્રજા'-નો વિનાશ થયેલો ઇતિહાસમાં નોધાયેલો છે. જે મોજશોખે ગ્રિસ જેવા કેટલાએ દેશોને પાયમાલ કર્યા છે તે મોજશોખે હમણાં અમદાવાદમાં પગલાં કરી દીધાં છે. શહેરના મ્હોટા રસ્તાપર નજર કરતાં એક મુસાફર હૉટેલોની હાર જોઇને તાજુબ થશે.ગુજરાતની રાજધાનીના પુરાણા ઐતિહાસિક શહેરના મુખ્ય રસ્તાપર અનેક તરેહની વ્યાપારી પેઢીઓ અને ઑફિસો જોવાની આશા રાખનાર નવીન મુસાફર મહીને સો દોઢસો રૂપીઆ ભાડું આપનાર ' હિંદુ હોટેલો ' જોઇ તાજુબ થયાવગર રહી શકશે નહિ. આખા રિચીરોડ પર સંખ્યાબંધ હોટેલો, ફોનોગ્રામની દુકાનો અને બાઇસીકલની દુકાનો જ જોવામાં આવે છે. જે વખત જાય છે ત્હેમા વ્યાપારીઓની દુકાનો બધી અદશ્ય થઇ તે જગાએ નાચનારીઓની દુકાનો થાય તો પણ ના કહેવાય નહિ ! ગુજરાતની રાજધાનીના શહેરના મુખ્ય બજારનો આ દેખાવ એ શહેરની પ્રજામાં દાખલ થવા લાગેલી નૈતિક અધમતા સૂચવે છે. આ હોટેલામાં ભ્રષ્ટાભ્રષ્ટનો કાંઇ ભાવ પૂછાતો જ નથી એ વાત તો એક બાજુએ રહી, પણ સ્વચ્છતાને પણ સાબરમતીના પાણીના મ્હોટા કુંડામા હોમી દેવાય છે, કે જે કુંડામાં જૂદી જૂદી વર્ણના તનદુરસ્ત તેમજ રોગીષ્ટ શોખીનોના એઠાં વાસણ ભેગાં ઝીકવામાં આવે છે અને ધોયાં ન ધોયા કરી તેના તેજ વાસણમાં સીખંડ-પુરી અને બટાટાનું શાક એક જ ટેબલ પર બેઠેલા કોળી તથા નાગરને પીરસવામા આવે છે. આ હોટેલોમાં ઉભા રહેવાની પણ જગા મળતી નથી. એ ઉપરથી 'હોટલીઆ પંથ' ના ભકતોની સંખ્યાનો ખ્યાલ સારી રીતે આવા શકશે.લગભગ એટલા જ પ્રમાણ-

માં દારૂનું જોર પણ વધતું જાય છે. ખુદ જૈનોમાં પણ દારૂ તેમજ અભક્ષ્યનો ઉપયોગ થવા લાગ્યો છે, એમ સરકારી [illegible]માં લખાઈ ગયું છે. શહેરમાં મીલો ભાગતી જાય છે એટલે કે ઉદ્યમ નરમ પડતો જાય છે અને મોજશોખ વધતો જાય છે એ માઠું ભવિષ્ય સૂચવે છે. વ્યભિચાર તો હદ ઉપરાંત વધવા લાગ્યો છે. મુખ્યત્વે શ્રીમંતોનાં ઘર એ લત્તમાં આગેવાની લે છે. થોડા વખત ઉપર એક શ્રાવિકાએ ખુલ્લી રીતે કરવા માંડેલા વ્યભિચારના સંબંધમાં શિખામણ આપવા જતા યુવાનને પોતાના યાર પાસે મરણતોલ માર મરાવેલો એ સંબંધમાં અમે ઇસારો કર્યો હતો. એવી જ રીતે એક આગેવાન જૈનની સ્ત્રી કોઇ મુસલમાનને લઇને નાશી મુંબઇ જઇ રહી છે. સ્ત્રી અને હેનો પરણેત પતિ બન્ને હાલ હયાત છે. આવા બીજાં ઘણાંએ તોફાન ચાલુ જ છે. પ્રથમ તો અમ આ બધી બાબતોના સ્મરણથી ઉશ્કેરાઇને ઘણો સખ્ત લેખ લખવા પ્રેરાયા હતા; પરન્તુ વધુ વિચાર કરતાં એમ જણાયું કે આટલા બધા ભ્રષ્ટ થઇ ગયેલા માણસો પર વાગ્પ્રહાર કરવો તે 'પડતા પર પાટુ મારવા' જેવું કામ છે. જેમ શારીરિક દરદોથી પીડાતા એક શત્રુ ઉપર પણ આપણને ક્રોધ નહિ પણ દયા છુટે છે, તેમજ માનસિક દરદોથી પીડાતા આ બિચારા પામરો પર વાગ્પ્રહાર નહિ કરતા હેમની દયા ખાવી—હેમને ઉપદેશ દેવો—એમને સુમતિ સૂઝે એવી ભાવના ભાવવી એ જ વધુ ઉચિત અમને લાગે છે. એટલા જ કારણથી ગતાંકથી અમે વ્યભિચારનિષેધક કાવ્ય શરૂ કર્યું છે.

જેઓ આસપાસની સોબત વગેરેના કારણથી જીહ્‍વેંદ્રિય કે સ્પર્શેન્દ્રિયના ગુલામ થઇ જાય છે હેમનો દોષ કહાડવા કરતાં

આપણે જ્ઞાતિના અગ્રેસરોનો વધારે દોષ કહાડવાનો છે. ઘણાખરા અગ્રેસરો છેક જ સ્વાર્થી, ટુંકી દૃષ્ટિના અને ખટપટીઆ હોય છે. અમુક અગ્રેસરનું માન ન રાખવા માટે તેઓ ગમેતેવા નિર્દોષ અને નીતિમાન માણુસને નાત બહાર મુકવા ચુકતા નથી; જ્યાં રંડીબાજી, મદ્યપાન અને માંસાહાર જેવા કુકર્મો કરનારને તેઓ કશુ કરી શકતા નથી અગર કશું કરવા ચ્હાતા જ નથી. જે જ્ઞાતિ એટલી બધી શીથીલ હોય કે જહેમાં આવા દુરાચાર ખુલ્લા રીતે ચવા છતા આગેવાનો ત્હેના પ્રતિબંધ માટે કશું કરતા ન હોય તો તેવી જ્ઞાતિ ખરાબીના ખડકપર ઘણા નજીકના ભવિષ્યમા અથડાઇ મરવાની, એ કેવળીભાષીત સત્ય જેવું સત્ય માનવું. જ્ઞાતિઓ બંધાઇ તે કાઇ શેઠીઆઓના હાથમાં જુલમી સત્તા સોંપવા માટે નહિ, તેમ દેશને જૂદા જૂદા તડમા વહેંચી નાખી દેશનુ બળ ઘટાડવા માટે પણ નહિ; પરતુ દેશના માણુસોના અમુક વિભાગને આડે રસ્તે, અજ્ઞાનમાં અને કાયરતામાં ઉતરી પડતો બચાવવા માટે જ જ્ઞાતિની સસ્થાઓ મૂળે યોજાયલી હતી. જ્ઞાતિના બાળકોમાં કેળવણી વધારવી, નીતિ વધારવી, ધધા રોજગાર વગરનાને ધંધા રોજગારે ચ્હડાવવાઃ આ સર્વ આશયથી જ્ઞાતિનુ બધારણ યોજાયું હતુ. પરંતુ આજ જ્ઞાતિઓ કેટલાક દુરાચાર, કેટલાંક ખાંજરાં, હૉટેલો અને પીઠાં સામે બહિષ્કાર જાહેર કરે છે ? આજે જ્ઞાતિઆ કેટલીક સ્કૉલરશીપો કહાડીને બાળકો તથા કન્યાઓને કેળવણી લેવા લલચાવે છે ? આવા જ્ઞાતીના ઢગધડા જોઇને સુધરેલાઓ કે જેઓ મૂળથી જ જૂદા પડવાનું છીંડું શોધતા હોય છે તેઓ જ્ઞાતીની સંસ્થાને જ ધિક્કારે અને જ્ઞાતિબંધન તોડવા પ્રયાસ કરે એમાં શું આશ્ચર્ય ?

આજકાલ રાજ્યદ્વારી ચળવળે ગંભીરરૂપ પકડયું છે. ન્હાના મ્હોટા તમામ મનુષ્યો 'સ્વદેશી' અને 'બૉયકોટ' અને 'રાજ્યક્રાન્તિ' શબ્દો ઉચ્ચારતા સંભળાય છે, પણ ખરો સુધારો કાંઇ એકદમ નીપજી આવતો નથી, તે તેઓ ભૂલી જાયછે. રાજકીય સંપૂર્ણ સ્વતંત્રતા આપણા જેવી અજ્ઞાન દશામા સડતી પ્રજાને આપવામા આવશે તો પણ તે ભારે સોનું આપણા કાનને દુખદાયક થઈ પડવાનું. આપણે હજી આપણી પાસે જે સત્તા છે ત્હેનો સદુપયોગ કરી શકતા નથા. જ્ઞાતિને જે સત્તા છે તે સત્તા સરકારને પણ નથી, છતાં જ્ઞાતિ તે મત્તાનો સદુપયોગ ભાવલ્લે જ કરે છે. કુવારીજો અને કુપ્રારા દુર કરવા કોઇ જ્ઞાતિએ સંગીન પ્રયાસ કદી કર્યો જાણ્યો નથી. વ્યાપાર ખીલવવાના કામની બાજી જેટલી આપણા હાથમાં છે તેટલી આપણે કદીએ ખેલી નથી. દાખલા તરીકે બીજાને શિખામણ આપનારા 'છાપા'ઓ અમદાવાદમા સંખ્યાબંધ છતા હજી 'પ્રેસ ઍસોસીએશન' જેવું મંડળ-પોતામા જ ઐક્યનું ચિન્હ હયાતી ધરાવતું નથી અને તે કારણથી એ માનવંતો ધધો લગભગ પડી ભાગવાની તૈયારીમાં છે. કેળવણી સંબંધી હીલચાલો સરકાર તરફથી જે કાંઇ થાય છે તેટલેથીજ આપણે સંતોષ રાખીને બેસી રહ્યા છીએ; પણ કેળવણી ખાતાને લગતું કામ ઉપાડી લેનાર ખાનગી મંડળ મુદ્દલ હયાતી ધરાવતું નથી. આમ ઉદ્યોગ, કેળવણી તથા સંસારસુધારાને લગતા કામો કરવાની જે બાજી આપણા હાથમા છે તે બાજી આપણે ખેલતા નથી અને માત્ર રાજકીય સ્વતંત્રતાની જ પોકો મુકીએ તેથી ખરી ઉન્નતિ થવાની નથી. જુદી જુદી કોમો અને જ્ઞાતિઓએ પોતપોતાના સરકલમાં આ ત્રણ રસ્તે પ્રયાસ આદરવા જોઇએ છે અને એમ સઘળી કોમો અને જ્ઞાતીઓ જાગતી થશે તો

આપણે એક જબરજસ્ત પ્રજા બનીશું; અને 'લાયક'ને પરતંત્રતા સહવાનું નશીબમાં હોયજ નહિ.

---

# માંદાની માવજત.

આપણા દેશમા કોઇ માંદુ પડે છે તો પ્રથમ તો તેને થયેલા રોગ તરફ બેદરકારી બતાવવામાં આવે છે અને પછી જયારે રોગ વધી પડે છે ત્યારે ઉપાયો લેવામાં આવે છે. ઉપાયોમા પણ ઘરને આંગણે તેમની ઇસ્પતાલમાના દરદીઓની પેઠે ઘણેખરે સ્થળે માવજત થતી નથી. વૈદ કે ડાક્તરની સલાહ મુજબ દરદીને દવા પાવાનું કે ખવરાવવાનુ નિયમિત રીતે થતું નથી. અને ઉલટું કેટલીકવાર દરદીને નહિ ખવરાવવા જેવી ચીજો માબાપો કે સગાંવહાલાંઓ તરફથી કે દદદીની ઇચ્છાથી ખવરાવવામા આવે છે. તેને જે રીતે હવા અજવાળું જોઇએ તે પ્રમાણે ગોઠવણ કરવામાં આવતી નથી, મતલબ કે જે પ્રકારે તેની સારવાર થવી જોઇએ તે પ્રકારે થતી નથી; પણ આપણા દેશીભાઇઓની તેમાં વિશેષે કરી બૈરાંઓની સામાન્ય ટેવ કેવી છે તે અહીં દર્શાવ્યુ છે.

માંદાની માવજતનું ખરું કામ બૈરાંનુ છે કોમળ અંત.કરણ, દિલાસોજી, નરમ સ્વભાવ વગેરે ગુણો માવજત કરનારમા જોઇએ અને પુરૂષ કરતાં સ્ત્રીઓમાં એ ગુણ વધારે હોય છે. તથાપિ કોઇ વખત અજ્ઞાનથી, કોઇ વખત ખોટી રૂઢીથા અને કોઇ વખત દેખાવ કરવાની ખોટી ટેવથી કેટલેક સ્થળે બૈરાંઓ મામલો બગાડી મૂકે

છે ગામનાં જોવા આવનારાં બૈરાંઓ તથા બૈરાં જેવા સ્વભાવના પુરૂષો એ માંદા માણસનું ખુન કરે છે એમ કહેવું અતિશયોક્તિ ભરેલું નહિ ગણાય

મનના વિચારોની શરીર ઉપર ઓછી અસર થતી નથી આધિ-ઉપાધિથી ઘેરાયેલો માણસ વ્યાધિનો ભોગ થઇ પડે છે, એ કાંઇ નવી વાત નથી જો દરદીના મનમાં અમુક રોગની અસાધ્યતા કે જીંદગી તુટી જવાના સંભવની વાત ઠસી જાય છે. તો પછી તેને આરામ થવો મુશ્કેલ થઇ પડે છે અને તેની આસપાસનાં માણસો તેના મરણની વારંવાર મનમાં શંકા કરતા રહેવાથી દરદીની આસપાસ મનના એવા ખરાબ વિચારના જે આકારો પેદા થાય છે તે દરદીને નુકશાન કરનારા નીવડે છે સારા વિચાર જેમ લાભ કરનારા થાય છે તેમ નઠારા વિચાર નુકશાન કરનારા નીવડે છે.

માંદાને જોવા આવનારને દરદી પાસે આવવા દેવા જોઇતા નથી ગંભીર અને પુખ્ત માણસને કોઇવાર સલાહ અર્થે અંદર બોલાવવામાં આવે એ વાત જુદી છે. બાકી, જોવા આવનારમાના ઘણા ભાગને માંદા માણસ પાસે કેમ બોલવું ચાલવું તેનું ભાનજ હોતું નથી. સારૂં લગાડવા જાણે માંદાની બહુજ લાગણી પોતાને હોય નહિ એવું બતાવવા ઘણા જોવા આવનાર દરદીને શરીરે હાથ અડાડી બોલી ઉઠે છે કે "વોયમા! શો આકરો તાવ આવ્યો છે ? શરીર તો લોઢાની પેઠ ધખ્યું જાય છે. માડી! રામજીના પ્રેમજીને આવો તાવ આવ્યો હતો તે બિચારો ત્રણ દિવસમાં ઉડીગયો, માટે આમની વારફેર જલદી કરજો !" વળી બીજું જોવા આવે તે બોલી ઉઠેછે કે. " અરર ! આવો તાવ તો દુશ્મનને પણ ન હોજો. આમાંથી ક્ષય થઇ જવાનો સંભવ છે.

માટે કલ્યાણભાઇની દયા કરજો. જે વૈદ્યની દવા કરોછો તે ક્ષય રોગમા બહુ વાકેફદાર નથી" વળી ત્રીજુ જોવા આવે તે કહે છે કે. "તાવ બહુ આકરો છે ભગવાન બિચારાને બેઠો કરે તો બહુ સારૂ." વળી ચોથુ આવીને જાણે પોતે બહુ કુશળ હોય તેમ ધારી ધારી દરદીને જુએ છે, ને પછી એવુ મો બગાડી નાખે છે ને બીજા ચાળા કરેછે, કે જેથી દરદી એમ સમજે છે કે હુ આ મંદવાડમાથી બેઠો થાઉ તેમ છેજ નહિ વળી દરદીને વહાલ કરનારાં માબાપ કે કુટુંબીઓ કોઇ તેવા જોવા આવનારને પોતાનુ કેટલુ બધુ દરદી ઉપર હેત છે તે દેખાડવા બોલી ઉઠે છે કે "આજ પાંચ દિવસની તો ભાઇને લાંઘણ થઈ છે. રાબનુ ટીપુ સરખુ પણ ભાઇએ મોંમા ઘાલ્યુ નથી" આનો જવાબ જોવા આવનાર એવો આપે છે કે "મંદવાડ એવો આકરો છે કે આમા તો પરમેશ્વર ખાવા વેળા દેશે ત્યારે ખવાશે પણ પરાણે બે કોળીયા ખવરાવવા; નહિ તો કાયા ગાળી જશે" આવાં વચનો સેંકડો વાર દરદીના સાભળવામા આવે છે આની દરદી ઉપર શી અસર થાય તે વિચારવંત વાચકોનેજ સોંપીએ છીએ. રોગીનું હૃદય નબળુ ને નરમ હોય છે સો દરદીમાં ભાગ્યેજ પચીશ દરદીઓ કાંઇક બળવાન મનના હોય છે. ઘણુખરા નિર્બળ મનના હોય-છે, તેથી સામાની વાત તરત માની લે છે.

આપણે શ્રાવકો છીએ કોઇ પણ જીવને ધ્રાસકો પડે તેવુ કે તેનુ મરણ થઇ જાય એવી અસર નીપજાવનારૂ એકે વચન આપણે બોલવુ ન જોઇએ. ખુનીને સરકાર ફાંસીએ ચઢાવે છે, પણ આપણે અજાણતા આવાં માંદા માણસનાં ખુન કરીએ છીએ છતાં શિક્ષા વગર ( અહીં તો ) બચી જઇએ છીએ ! દિલગીરીની વાત છે કે માંદાની આવી રીતે દાઝ ખાનાર માણસો આ પ્રપંચી જગતમાં ડાહ્યા

